





લેખક ગોર મોહનલાલ છોટાલાલ.

સર્વ હક લેખકને
સ્વાધીન છે.



પ્રત ૫૦૦૦
આવૃત્તિ ૧લી

પ્રકાશક મણીલાલ ખુશાલભાઈ વસી,
ઠે. ગલેમંદી ગોર શેરી, સુરત.

ભારત હુન્નર ઉદ્યોગ શિક્ષણ વર્ગ

# અસહકારનો યોદ્ધો

—અને—

## જુકતી દુનીઆ.



મહાત્મા ગાંધીજીને ચરણે.

---

### ગાયન ૧ લું.

(રાજીઓ.)

હાય હાયરે કુલણુજી પુલ્યા નકામા
ખુશામતમાં ખાસડાં ખાવાનારે હાય હાયરે.
ચાંદ દેખીને દિલડુ ચમકે
માન મલતાં મુખડુ મલકે
હિંદ ખાતર દિલના ખટકેરે હાય હાયરે.
વૃથા જીવન એળે લુટાયું
તોય મરતાં ન ધન સાથ આવ્યું
હાય હિંદી તે ભાન કયાં ગુમાવ્યું હાય હાયરે.
એમ કરતાંરે બંધાશે ઠાઠડી

પાછળ કુટશે હાય છાટડી
કહેશે વૃથા ગુમાવી જાતડીરે હાય હાયરે.
હિંદિ થઇને હિંદિને હણુતો
ખાય ખૂબીથી તોયે ખોતરતો
પુલ્યો ફોગટ ફના થઇ મરતોરે હાય હાયરે.
હાથે કરેલાં હૈયે અથડાશે
ત્યારે ગાંધીની શીખ સમજાશે
મોહન કહે પાછળથી પસ્તાશેરે હાય હાયરે

---

√ગાયન ૨ જું.

(ખુને જીગર)

હથીયાર વિનાના હિંદ ઉપર ગોળીનું શું તોફાન
નિર્દોષ ઉપર સત્તાની ગોળી કરે કાયરનું કામ
જલીયનવાલાના બાગે ડાયર હલકુ નહી ઘટે
રે વજ્ર હૃદયના લાજે રે સત્તાનું શું ગુમાન
પોકાર શુણ્યો ના કાને સત્તાથી ચઢયો ગુમાને
કહે તોપ ચલાવો ચોટ દઇને હરો હિંદીના પ્રાણ-હથી
હિંદીપર ગોળી છુટી બહેનોની લાજો લુંટી
બની ન્યાય અદાલત જુઠીરે લાવો શું લુણાંતાન-હથી

બાળકને બળથી બાંધે મારે ચોટ્ર ચાબુકો ગાંધે
પેટે ચલાવે શાનેરે એ હિંદ તણું અપમાન
મોડરેટ તજોને મસ્કા હવે નહિ બનોરે નકટા
તજો માન થાંદના ચટકારે હોય દેશતણું અભીમાન
હવે રેંટીઓ હિંદી કાંતો અસહકારી જો તું થાતો
મોહનનો મંત્ર એ સાચોરે ઘર હિંદુ મુસલમાન
સુતરથી સ્વરાજ્ય આવે વળી જેલથી મુકત બનાવે
ગુલામીને એ હઠાવેરે ફરકે સ્વરાજ્ય નીશાન



ગાયન ૩

(ગરબો)

(મોહડું મહિ વેચુ રાગ)

અરે હિંદતણા નરનારી તમે સૌ ખાદી લો ખાદી લ્યો
અમે વેચીએ અસહકારી તમો સૌ ખાદીલો ખાદીલો
સુંદર સસ્તો શુધ્ધ એ ખાદીનો પોશાક
જો હિંદ તણું હિત ચહાવતો પહેરો રાયને રાંક
ચાહો જો દેશ તણી આબાદી તમે સૌ ખાદીલો ખાદીલો
હસ્તે વણેલી સાદી તમે સૌ ખાદીલો ખાદીલો

## (સાખી.)

પુર્વજ જેને પહેરતા વળી ગાંધી કરે પોકાર
વિદેશી લુટે હિંદને કર ખાદીનોજ પ્રચાર
ગુલામીને દુર કરનારી તમે સૌ ખાદીલો ખાદીલો
સત્તા જુલમને એ હરનારી તમે સૌ ખાદીલો ખાદીલો

## સાખી.

સેટીન ડક મલમલ અને ચાયના કોટ જલાવ
મોહન માનચેસ્ટર લુંટે હવે ભાન કાંઈ લાવ
એ તો બ્રિટીશ કરે બરબાદી તમે સૌ ખાદીલો ખાદીલો

---

ગાયન ૪

## [લાગી લગન મને એ રાહ.]

માગ્યે સ્વરાજ્ય નહિ મળશે હો જનુની જાયા માગ્યે
સ્વરાજ નહિ મળશે—ટેક.
નહિ જાગો તો જરૂર જુલ્લ કરશે હો જનુની જાયા
માગ્યે સ્વરાજ્ય નહિ.
મોટી મીટીંગો ભરીશું કીધું, કાર્ય કર્યા વીણુ કદી
રૂળ દીઠું
કમ કરો તો સહુ મળશે, હો જનુની જાયા

## શેર.

રે ઝુંપડીમાં જાનેરૈં કુરબાન ભૂખે થાય છે.
રે લૂંટડી સમનાર નર ભીખ માગતા ભચકાય છે
મહેનત કરે બેતણી પણ એકના પોષાય છે
રે રે દશાએ દેશની જોઇ હૃદય સળગી જાય છે

જો જો લુટારો લૂંટ કરશે, હો જનુની
કૃષ્ણ ગાંધીની શીખ ઉર ધરજે
ચક્ર રેંટીઓ સુદર્શન ફરશે

તો આશ અંતરની ફળશે.......હો જનુની જાયા
પંજાબના ઈન્સાફમાંરે હાય કત્લો શું કરી
પેટે ચલાવી ચોટ ચાબુક મારતા જુલ્મી અરી

એ બંધુ ખાતર પ્રાણ પાથરજે
ચરખો ચલાવી ખાદી ઉર ધરજ.

તો જડમૂલ જુલ્મ સહુ ટળશે...... હો........
બહુ બહુ કહ્યું બહુ સાંભળ્યું બસ હૃદયા આ સળગી રહ્યું
અન્યાયને જૂલ્મો સૂણી આંખો જીગર રડતું થયું

એ જીગર આંસુને લોવા
જો ચહે હીંદની સેવા

તો ઝુકાવો સ્વરાજય ઝટ મળશે. હો........

મોહનમાળ આલે કંઠ ધારી
રણમાં પડો હર સ્વદેશ પુકારી
ચહો તો ડુંગર ડગમગશે હો જનુનીઆ.......

---

ગાયન ૫.

(રાજીઓ)

## ફેશનની ફજેતી.

બેન બેનરે હવે તું હિત લે વિચારી
તારૂં હિંદ બન્યું ધુળ ધાણીરે બેન બેનરે
તમે ફાયલ છીદરી વોરી
સાડી રંગબેરંગી ઓઢી
કરો હાથથી ધનની હોળીરે બેન બેનરે
ભાત ભાતની છીંટની ચોળી
દેજો પોલકાં ફરાકને છોડી
દશા એથી તમારી કફોડીરે બેન બેનરે
ઝીણાં વસ્ત્રથી કાયા ઉઘાડી
બનો નિર્લજ શું બેન મારી
એ વસ્ત્ર તમે નાખો બાળીરે બેન બેનરે
તમે કાચની બંગડીઓ પહેરી

ધન ગુમાવી બન્યાં શું લહેરી
ધન હરનારી ડાકણીએ વેરીરે બેન બેનરે
ફેસનમાં ફના થાઓ બેની
હવે મોહનની સીખામણ માની
માત હિંદની તું ચેતી જાનીરે બેન બેનરે
ધર અંગ પર ઉમંગે ખાદી
હાથે વણેલી સુધ્ધ ને સાદી
કહે ગાંધી તેથી છે આબાદીરે બેન બેનરે
તમે ભારતની માતાઓ જાગો
માતા હિંદની હવે તમે લાજો
ઝટ વિદેશી વસ્રને ત્યાગોરે બેન બેનરે

---

ગાયન ૬.

રેધેનું કામ ધેનું ધેનું હિંદનું ધન છે
ધેનું ગાય માતા ખુદ હિંદ તણું જીવન છે
શ્રી કૃષ્ણ પ્રભુએ ચારી
ગોવાળ બની ગો પાળી
ગૌથી ગૌરવ નીજ જાણી
રે ગાય પ્રભુ પુજન છે
પુર્વજ ગાયને પુંજે
ગૌમાત ઘેરઘેર હુજે
તે ગાય તણુરે આજે

હિંદે નહિ જતન છે—ધેનુ કામ
ગૌ માતા દુઃખી જાણે
ઘાતા હિંદી ઝટવારે
દઈ પ્રાણુ બચાવો ગૌને
તે ગાય હવે ગર્દન છે—ધેનુ કામ
કઈ ક્રોડ ગાય કપાતી
અરે હાય રીબાતી છુંદાતી
હિંદી ઉઠો હદ થાતી
તેથીજ હિંદ નીર્ધન છે—ધેનુ
માંસ માટે ગાયને કાપી
ખાતા કંઇ પેટના પાપી
હિંદુ મુસલમીન જાગી
ગૌ પાળો હિંદનુ વન છે—ધેનુ
રે હિંદ તણા ધનવાનો
ધર્મ વિર હવે સહુ ધાઓ
ગૌ માત હવે તો બચાવો
ગૌ માત જગત વંદન છે—ધેનુ
ગાયો કપાયે પુઠે
હિંદિનું ધન તેમ ખૂટે
ગાયો બિણુ ખેતી ખુટે
ગૌ પુત્ર હિંદ કંચન છે—ધેનુ
શ્રી કૃષ્ણુ પ્રભુને પ્યારી
ગૌ માત ગરીબડી મારી

તોય હિંદ રહ્યું વિચારી
ધીક નહિ હિંદના તન છે—ધેનુ
ગાયો ગરીબનું જીવન
ગાયો હિંદનું તન ધન
ગો પુત્ર ખેતીનું સાધન
ગો માત દેવી દર્શન છે—ધેનુ
ગાયો તમારી શક્તિ
કરો તે તણી હવે ભક્તિ
પેય દેનારી પ્રિયજનની
ગો દ્વારા પ્રભુ મોહન છે—ધેનુ
ગો પુત્ર કપાસ પકવશે
તેમાંથી ખાદી બનશે
ગાંધી કહે ગોથી તરશે
એ સ્વરાજ્યનું સાધન છે—ધેનુ

---

ગાયન ૭.

## રેંટીઓ.

વીણા સમો વાતોરે હીંદમાં પંકાતોરે
બાપુ તારો રેંટીઓ હોજી
ઓ રેંટીયાજી સાચો તું દેશનો ઉદ્ધાર

એ રેંટીઆથી તુટે વિદેશનો વેપાર
સનનન કરતોરે સ્વરાજ્ય સુચવતોરે
બાપુએ તો રેંટીઓ હોજી

## દોહરો

ત્રાક ફરે તોપો હઠે પંખો કરે પોકાર
હિંદી કાંતો રેંટીઓ દેશ તણો ઉધ્ધાર
ખાદીને પકવતોરે ગુલામી હઠવતોરે
બાપુએ તો રેંટીઓ હોજી

---

## ગાયન ૮.

ઝુકાવી શીરને સાટે લડ્યા એ એ તાજને માટે
છતાં ના દાદ કંઇ દેતે-કહો ત્યાં દોષ કોનો છે—
લડ્યા વીદેશીઓ સાથે બ્રીટનના વાવટા કાજે
છતાં લાયક નથી ભાખે-કહો ત્યાં દોષ કોનો છે—
થઇને રાંક કરગરતાં અમે માંગ્યું અમારૂં તો,
છતાં દઇશુ કહી દમતા કહો ત્યાં દોષ કોનો છે—
ખિલાફત ધર્મ ખાતર જે મુસલમીનને હૃદય ભીતર,
લગાવ્યું હાયરે ખંજર-કહો ત્યાં દોષ કોનો છે—
લખીત એ લેખ રાણીના ન બંધન હોય ધર્મમાં,
છતાં છે છેક અવગણુંના-કહો ત્યાં દોષ કોનો છે—

અમે ચેતી અમારૂં શું હવે શોધી અમે લઈશું,
છતાં તમને ગમે તે ના-કહો ત્યાં દોષ કોનો છે—
અમે હસ્તે વણી ખાદી પહેરી સ્વેતને સાદી
તુટે વેપાર વિદેશી કહો ત્યાં દોષ કોનો છે—
કરે શિક્ષણ નમાલા લાજે અમે તેને તજી દઇએ,
છતાં તમને રૂચે ના તે કહો ત્યાં દોષ કોનો છે—
વિદેશી માલને છોડો વિદેશી બંધનો તોડો
પહેલેથી જણાયું તો-કહો ત્યાં દોષ કોનો છે—
છતાંરે શૌકતઅલ્લી સહુ બીજા નેતા કર્યા બંધન,
કરવા સ્વરાજ્યનું ખંડન-કહો ત્યાં દોષ કોનો છે—
દબાવી દાખલા દેવા અમોને ભીરૂ ગણી લેવા,
ચલાવો આ અદાલત પણ-કહો ત્યાં દોષ કોનો છે—
હવે અપમાનથી મરવું ગુલામીથી જવું જ'લે,
અમે પ્યારૂં ગણ્યું છે તો-કહો ત્યાં દોષ કોનો છે—
અરે પંજાબના ન્યાયે કતલ કઇ જનની કીધી
છતાં હીંદી રહે સાંખી-કહો ત્યાં દોષ કોનો છે—
અમે ખાદી પહેરી તો તમે તે ફાડી તોડો છો
દબાવો દેશનો હુન્નર-કહો ત્યાં દોષ કોનો છે—
તમારા સ્વાર્થની ખાતર કરો આ હીંદને ઘાયલ
લાખે હીંદી ભૂખે મરતા-કહો ત્યાં દોષ કોનો છે—

ગાયન ૯.

ખાદી હવે તો પહેરો આબાદી દેશની
હાથે વણીને પહેરો આબાદી દેશની
વસ્ત્ર વિદેશી હવે બાળજો નહિ તો છે બરબાદી
હિંદ હાય લુંટાઈ રહ્યું છે હવે પહેરો ખાદી—ખાદી
પંજાબ તણી જો હોય દાઝ તો હવે તજો નાદીની
લાજ લુંટી પ્યારી બહેનોની ક્યાં ગયા ધર્માભિમાની—ખા
હાડ માંસની હાય ચઢે છે ઝેર ખુવોધન જાણી
ફેશનમાં ના હવે લુંટાશો હિંદ તજો હેવાની—ખાદી
કતલ થતી કંઈ ક્રોડ ગાયની ગયું તમારૂં પાણી
જાગ અરે ઓ ભીમ ભોળીઆ હીંદ બની દીવાની—ખા
ખાક બનાવો રાખ બનાવો વસ્ત્ર વિદેશી બાળી
માનચેષ્ટરનું માન ઉતરશે ખાદીની મહેરબાની

---

ગાયન ૧૦.

જાગ હવે તું જાના
ઓ હિંદ તણા હિંદુ ભાગ્ય
હવે તું જાગ હવે તું જાગ
દૂરી જનથી દૂર ભાગ હવે તું—જાગ.
પંજાબ તણી કતલોને જોને બેન તણી લુંટી લાજોને
૨ બને શું કાગ હવે તું જાગ

ગાંધી જેલ ગયારે જાણી હાય બનો ના મર્દ નાદાની
ધર હિંમત હિંદી હાથ—હવે.
માન ચાંદથી ચેતી ચાલો .

મોડરેટ મસ્કા હવે ન મારો

જો કરડે કાળો નાગ હવે તું જાગ
મરણુ નહિરે કોને મુકે આવ્યો દાવરે શાને ચુકે
એક દિન થવું છે ખાક—હવે તું જાગ
સ્વાર્થ મહીં શેતાન બનોના
સાથ નહિ ધન માલ રહે આ
ગર્જી ગુલામી ત્યાગ—હવે તું જાગ
વસ્ત્ર વિદેશી હવે જલાવો
હિંદ તણું ધન નહિ લુંટાવો
મુક હવે તું આગ હવે તું જાગ હવે તું જાગ
કાંઈ નહિ તો એકજ કરને ફક્ત અંગ પર ખાદી ધરને
જો હોય હિંદનો બાળ—હવે તું જાગ

ગાંધી કહેજો રેંટીઓ ફરશે
મોહન કહે ઝટ સ્વરાજ્ય મળશે

એ ખુબી ગાંધીની ગાઢ—હવે તું જાગ

### ગાયન ૧૧.

## (હિંદીમાં) ગઝલ કવાલી.

નિકલે પ્યારે બતનસે તન ધન ઓર બદનસે
ખુદ બાદીકે કરૂનસે અબ તો સ્વરાજ્ય લેંગે
મેં હું બતનકે વાસી તુમહો વિદેશી પ્રવાસી
અબ છોડદે નાલામી અમતો સ્વરાજ્ય લેએંગે
રે જેલ કયુ લઢાઈ રે કત્લ કયું ચલાઈ
અસહકારકી લડાઈ અબતો સ્વરાજ્ય લેએંગે
પ્યારે ભારત કેલીએ પ્યારે ખીલાફત કે લીએ
દે જેલ કે જાન લે લે અબ તો સ્વરાજ્ય લેએંગે
ચરખા ચક્ર ચઢાઈ ગુરૂ ગાંધીને શીખાઈ
અસહકારકી લડાઈ અબ તો સ્વરાજ્ય લેએંગે



---

### ગાયન ૧૨.

ભારત તારા ચર્ણમાં તન ધન છે કુરબાન
જાન જવાદે છો જતો પણ મારો હિંદુસ્તાન
મારો હિંદુસ્તાન પ્રાણવત પ્રાણ અરપશું
ઉદય કારણે માત ચરણમાં મોજે મરશું

મરવાનું છે મહી વિષે પછી તો ડરવું શાને
ઉછળે નસ નસ પ્રેમ ધન્ય તે જન શુરાને
ધરીશું બંગડી હાથ હિંદ શું નિર્માલ્ય બન્યું છે
શૂરા રજપુત વીરનું નહિ નહિ જડમૂળ ગયું છે
શૂરા શું સુતા જઇ મસીદ અગર મસાણમાં
મર્દ અરે ઓ હીંદના ગયા તમે કઇ ખાણમાં
ઉઠો જાગો જોરથી હિંદ બન્યું એ હાલ
નહિ જાગો તો માંગશો ભીખ બની કંગાલ

---

## ગાયન ૧૩.

ધીરે ધીરો ચાલેરે ! મીઠો ગાજેરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધી૦
આ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉધ્ધાર રે ! ધીરો૦
(સાખી) આક રૂડી પાખા રૂડા ઉજવલ તેનાં નમ.
ઉજજવલ પૂણી આપતી ઉજવલ મારા હાથ.
દુઃખમાં હું હરતોરે ! અભયપણે ફરતોરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધી૦

---

— અમારી બહાર પડનારી નોવેલ —

# બકુલ બુલબુલ યાને બોલતું પુલ.

—કિંમત આગળથી ગ્રાહક થનારને—

૦—૮—૦ પોસ્ટેજ માફ.

## તેની ટુંક પ્રસ્તાવના.

નિસાર જીવનનો ભર્યો સૌ સાર છે આ પુસ્તકે
નિરસ જીવનના સૌ રસો રસથી ભર્યા આ પુસ્તકે
આશા મહીં નિરાશ જનની રાસમાળા આ લખી
આ ઘાત પર અવધી જીવનની આ સીમા આખર
લખી
ખુન ખ્વારને જરદારની યુકિત તણી યાદી ભરી
રડતાં રવડતાં અશ્રુની ધારા વહેતી આ રહી
ગુલગુલ ગુલાબી ફુલ ઉડતું એ બકુલ બુલબુલ છે
વાંચો નહિ જો પ્યારથી તેમાં તમારી ભુલ છે.

—•—